॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રીંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ વદ - ૩૦ ● તા. ૨૦-૦૭-૨૦૨૦ ● સોમવાર SDP NO: 93 MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com

## હેદરાબાદ સમાજ દ્વારા જાહેર આદેશ

સંયોજક : દિનેશભાઈ પોકાર, હેદરાબાદ.



હેદરાબાદ સમાજ ના પ્રમુખ એવા જીવરાજ ભાઈ જબુઆણી દ્વારા પૂર્ણ સુરક્ષા સાતગે સોસીયલ ડિસ્ટન્સ જાળવી ને સમાજ ની કારોબારી સભા આજે રાખવામાં આવી અને તેમાં ચર્ચા અને વર્તમાન સમયે કોરોના સંક્રમણ માં વિશ્વ સાથે ભારત માં પણ મહામારી નો વ્યાપ વધ્યો છે ત્યારે કકપા સમાજ માં સંક્રમણ ને કારણે અનેક આર્થિક વિપદા આવે એમ છે અને મુશ્કેલીઓ પણ સર્જાય ને યુવાઓ ધધા ચાલુ રાખે ને સંક્રમણ ઘર માં પણ લાવે તેથી સંપૂર્ણ બહુમતી થી નીર્ણય લેવામાં આવેલ જેનો આદેશ સાથે વિન્નતી કરવામાં આવી કે તા. ૨૦/૦૭/૨૦ થી ૦૩/૦૮/૨૦ સુધી વ્યાપાર ધંધા દુકાન બંધ કરી ને સ્વયંભૂ સામાજિક લોકડાઉન ની જાહેરાત ... ઘરમાં જ રહો સુરક્ષિત રહો ...જાન હે તો જહાં જે.. જેનું પાલન તમામે કરવા નો ઠરાવ કરવામાં આવેલ.. જે સમય અને સંજોગો ને આધીન સરાહનીય કાર્ય છે જેની જાહેરાત મહા મત્રી શંકરભાઇ રામાણી દ્વારા કારીબારી માં કરવામાં આવી...

## તલોદ તાલુકા ભારતીય જનતા પાર્ટીના અધ્યક્ષ પદ પર નિમણુંક

સંયોજક : અલ્પેશભાઈ રામાણી, ઈડર




બદામ કંપા (SBR) ના વતની અને જેમની નામના સર્વ જ્ઞાતિ નેતા તરીકે ની છે. તેવા કલ્પેશભાઈ ડાહ્યાભાઈ નાકરાણી ની તલોદ તાલુકા ભારતીય જનતા પાર્ટીના

અધ્યક્ષ બનવા બદલ યુવાસંઘ અને શ્રી સમાજ તેમને ખૂબ ખૂબ અભિનંદન પાઠવે છે.

આ ઉપરાંત તેઓ તલોદ APMC ના પ્રમુખ તરીકે સેવા આપી રહ્યાં છે.

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ.હેદરાબાદ-સીકંદરાબાદ ના જ્ઞાતિજનો જોગ જાહેર નિવેદન....

**સમાજના સર્વે વડિલો, માતાઓ ભાઈઓ, બહેનો અને નાના બાળકો સૌને વંદન.**
**આપ સૌ સ્વસ્થ અને સુરક્ષિત હશો.**

આપણે એવી મોસમમાં પ્રવેશ કરી લીધું છે જેમાં શરદી, ખાંસી અને તાવ વગેરે વાયરલ બિમારીઓનો ભોગ જલ્દીથી બની જતા હોઈએ છીએ જેની દવા માટે ફેમિલી ડોક્ટરને બતાવીને દવા લઈએ છીએ પણ ઘણા બધા ડોક્ટરો કલીનિક ખોલતાનથી. આવા સમયે સેવામાટે .સીકંદરાબાદ સમાજ ત્રણ કે. કે. પી.ડોક્ટરો સેવા આપસે.

૧. ડૉ. કરણ મનસુખભાઈ સાંખલા, ૯૮૬૬૦૯૫૪૧૮
૨. ડૉ. ઈશ્વર બાબુલાલ લીંબાણી, ૯૯૫૧૨૪૩૯૨.
૩. ડૉ. મુકેશ સુરેશભાઈ પોકાર, ૯૮૪૯૦૭૨૫૮૯
(સમય : સવારે ૦૯:૦૦ થી બપોરે ૧૨:૦૦)

કોઈ પણ મોટી બીમારીના લક્ષણો જણાશે તો પણ સલાહ અને માર્ગદર્શન પૂરું પાડશે. તો એમની સલાહ અને સેવાનો લાભ લેશો.આપ અને આપના પરિવારની સુરક્ષાની કામના સાથે.

લી.
કાંતીલાલ પ્રેમજી ગોરાણી પ્રમુખ શ્રી
હંસરાજ નાનજી દડગા મહા મંત્રીશ્રી.
શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ. હેદરાબાદ. સીકંદરાબાદ.

## કોરોન્ટાઈન સેન્ટર, કચ્છ, નખત્રાણા.

યુરોપ, ઓમાન અને મસ્તક થી આવેલા ૧૦ જેટલા NRI ને ચૈતન્ય સ્વરૂપ આશ્રમ નખત્રાણા મધ્યે કોરોન્ટાઈન કરાયા છે.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

તા. ૧૮.૦૭.૨૦૨૦ પ્રશ્ન નંબર - ૪૯.

આજનો પ્રશ્નઃ " BAPS " સંસ્થા નું પુરુ નામ જણાવો ....

સાચો જવાબ : (BAPS) બોચાસણ અક્ષર પુરષોત્તમ સ્વામિનારાયણ સંસ્થા

સાચો જવાબ આપનાર વિજેતા :

નામ : હિંમતલાલ કે. રામાણી, ગામ.રાયપુર, Mob. 8889166616

તા. ૧૯.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૫૦.

કચ્છ નું કયુ પ્રવાસન ક્ષેત્ર વિકસાવી ને , મોદી જી એ મુખ્યમંત્રી તરીકે - અમિતાભ બચ્ચન પાસે તેનો પ્રચાર કરાવ્યો ?

આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઇનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## તેલગના રાજ્ય માં સિકન્દ્રાબાદ સમાજ ના પ્રમુખશ્રી કાંતિભાઈ ગોરાણી દ્વારા સરાહનીય કાર્ય આરંભ ..

સ્થાનિક સમાજ માં સંક્રમણ ની સંખ્યા વધવાના સંદેહ થઈ પૂર્વ ત્યારી દ્વારા હેલ્થ અને ડિઝાસ્ટર નું આગોતરું સમાજ દ્વારા એક ૧૮ બેડ રૂમના આધુનિક હોટેલ જે સમાજ વાડી ની બાજુમાં જ હોય ત્યાં આઈસોલેસન વૉર્ડ ની તૈયારીઓ કરવા ની મંજૂરી...

સ્થાનિક ૦૩ ડોકટર ની નિગરાની માં કાર્ય સોંપણી. અને અન્ય સ્થાનિક હોસ્પિટલ સાથે ટાયફ કરવામાં આવ્યું. જેથી કોઈ એમર્જનસી માં દર્દી ને સત્વરે ટ્રાન્સફર કરી શકાય.. સમગ્ર ભારત માં કકપા સમાજ નું પહેલુ ઉત્તમ કાર્ય... આ સમય ની માંગ છે. ભવન વાડી હોસ્ટેલ નો આ સમયે મોટા શહેર માં આવા ઉપયોગ કરવાની તાતી જરૂરિયાત છે અને જે માટે સીકન્દરાબાદ સમાજ ના પ્રમુખશ્રી સાથે પત્રિકા ના સંયોજક દ્વારા ટેલિફોનિક વાત કરતાં પુરી માહિતી આપવા માં આવી...

## જન્મદિવસની પ્રેરણાદાયી પ્રવૃત્તિ

સંયોજક : અંજુબેન ધોળું, ખારઘર-મુંબઈ.



અખિલ ભારતીય યુવા સંઘ Sports સમિતિના Central Conv. પંકજભાઈ પારસિયા એ પોતાના જન્મ દિવસ (૧૮/૦૭/૨૦૨૦) નિમિત્તે બ્લડ ડોનેશન કરી એક ઉમદા અને પ્રેરણાદાયી કાર્ય કર્યુ છે.

સાથે તેમણે સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમમાં વૃક્ષારોપણ કરી Mission Green India ને સાર્થક કર્યું.

આ ઉમદા કાર્યમાં MGR ના ANE Conv. તુલસીભાઈ ભગત અને કારોબારી સભ્ય હેમંત છાભૈયા એ તેમને સાથ આપેલ.

યુવાસંઘ તેમને જન્મ દિવસની ખૂબ ખૂબ શુભકામનાઓ પાઠવે છે.

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- 19 / 07 / 2020

**Rajesh Senghani- Gadhshisa 9925514713 - KCR,**

નીચેના સભ્યો ૪૦૦/- ભરીને આજીવન માં પરિવર્તીત થાય છે.

**Jagdish Nakrani- Sivolim 9822587288 - DMG**

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

- પ્રતિનિધિઃ નીલેશભાઈ સુરાણી, તલોદ.

## અવસાન નોંધ

તા. ૧૯/૦૭/૨૦૨૦, શનિવાર.

સ્વ. દક્ષાબેન રાજેશભાઈ પોકાર, ઉંમર : વર્ષ ૪૧ વર્ષ

કચ્છ મા : કાદિયાનાના, હાલ નિવાસ ઉમરેડ (નાગપુર)

# Dr. મોહનભાઈ છાભૈયા, (કેન્દ્રીયયુવાસંઘભૂતપૂર્વ મહામંત્રી)

વિષમતા માં પણ સ્વયમ ને કમલ ની જેમ ખીલવી ને વિધાલક્ષ્મી અમૃત કુંભ નું એક અવિસ્મરણનીય અમૂર્ત નો વિદ્યા ના ક્ષેત્ર માં આગવી પ્રતિભા ની નોંધ.

જેનો આજે જન્મ દિવસ ની પણ છે તો શુભેચ્છા પણ પાઠવીએ અને તેમના કાર્ય ની સુવાસ સનાતન પત્રિકા ના માધ્યમ થી નવી પેઢી ને પણ આપીએ અને સદા ઉઓયોગી એવા ના કાર્ય ની જાણકારી આપીએ...

Dr. મોહનભાઈ છાભૈયા પ્રોફેસર આણદ વિશે કોઈ પૂછે તો!!!



કોઈ પૂછે તો કહોજો હું માસ્તર છું,
વિધાર્થીઓ માટે મોટું હું શાસતર છું.
ભૂલ ઢાંકે બધી એવું હું પ્લાસ્તર છું,
રક્ષણ કરે ન ફાટે એવું હું વસ્તર છું,
જીદગીની ઈમારત માટે હું ચણતર છું,
અજ્ઞાન હટાવે માનો કે હું ભણતર છું.
આજ ખર્ચે કાલ મળે હું મળતર છું
જીવન સુધારે એવું જ હું ઘડતર છું.
કિંમતમાં હું સાવ ભલેને હું પડતર છું,
વર્ષો પછી મળશે એવું હું વળતર છું.
જિંદગી જીવવા માટે હું ગણતર છુ,
ગર્વથી કહો ભાઈ હવે હું માસ્તર છું.

Dr.. મોહનભાઈ છાભૈયા પ્રોફેસર અને પ્રિન્સિપાલ NS પટેલ કોલેજ આણંદ...

યુવાસંઘ ના માળખામાં પરીવર્તન નો પ્રયાસ અને યુવાસંઘ ને VISSION 2010 દ્વારા અદભુત લક્ષ આપવા નો પ્રયાસ.. પુણે ના પ્રથમ રામતમહોત્સવ વેળા મંત્રી તરીકે ની ભૂમિકા અને બીજો પ્રયાસ પુણે માં સાર્થક ના થયેથી ગાંધીનગર માં અદભુત કરી ને અશક્ય ને શક્ય બનવવા ના યુવા ના સામર્થ્ય ની પ્રતીતિ કરાવી....

ભારત ભર માં શરૂઆત માં ૧૧ ઝોન ના નિર્માણ ની ભૂમિકા માં સતત પ્રવાસ અને યુવાસંઘ ઝોન માળખા ના શિલ્પી તરીકે મનસુખભાઈ રૂડાની અને પ્રેમજીભાઈ કેસરાણી ના પ્રમુખ પદે મહામંત્રી તરીકે ચાવી ની ભૂમિકા અદા કરી ને તે વખતે યુવક સંઘ ને એજ્યુકેસન ક્ષેત્ર માં ઉત્તમ કામગીરી માં સફળતા મેળવી..

પોતાના જ સંતાન દીકરી મુક્તિ અને મેઘા દીકરો પ્રહર્સ જ અભ્યાસ માં ગુજરાત માં કાઢુ કાઢ્યું ને ૧૦ અને ૧૨ માં જિલ્લા ના ટોપ વિદ્યાર્થી ના એવોર્ડ મેળવ્યા ને પરિવાર તેમજ યુવક સંઘ નું નામ રોશન કરેલ...

આણદ માં યુવકસંઘ દ્વારા નિર્મિત કચ્છ બહાર વિદ્યાનગર માં તે વખતે તાતી જરૂરી એવી હોસ્ટેલ નું સંચાલન અને તે થકી અનેક વિદ્યાર્થી ને જીવન વિકાસ ના જ્ઞાન ના પ્રાણ પુરવાનું સવિશેસ કાર્ય પોતાની આગવી કોઠાસૂઝબૂજ થી કરેલ હતું...

મોહન ભાઈ ના જીવનસાથી જયાબેન નું પણ પરોક્ષ અને પ્રત્યક્ષ સમાજ ના યુવકસંઘ ના વિઝન સાથે ના વિકાસ માં ઉત્તમ રહ્યું.... સાસુ માં અને સસરાજી ની સાચવણી સાથે આનંદ માં એજ્યુકેશન માં સંકળાયેલ મોહન ભાઈ યુનિવર્સીટી ના રજિસ્ટાર પણ બન્યા અને ભારત સરકાર ના ઉત્તરઝોન માં અર્થશાસ્ત્રી હલુવાલીયા ની ટિમ માં સ્થાન મેકવી ને રાષ્ટ્રીય વિકાસ અભિયાન માં પણ જોડાયા...

કચ્છ કડવા પટેલ ની આવનાર નવી પેઢી ના વિકાસ માં ભણતર અને ગણતર નું અનોખું માળખું સ્થાપિત કર્યું અને માત્ર વ્યાપાર નહીં પણ એજ્યુકેશન ના ફિલ્ડ માં પણ ક.ક.પા. ના સંતાન શ્રેષ્ઠ બને ને વૈશ્વિક ક્ષત્રે સમાજ નું નામાંકન થાય તે દિશા સુનિશ્ચન્ત કરવામાં સફળ રહ્યા....

કચ્છ ભુકમ્પ વેળા યુવકસંઘ દ્વારા અસરગ્રસ્ત કચ્છ ને ફરી બેઠું કરવામાં યુવકસંઘ ના કાર્યનિષ્ઠ યુવાની અસરકારક રાહત ની કામગીરી અને શ્રીસમાંજ ની ભુજ ખાતે ની કામગીરી માં યુવાને જોડી ને ઉત્તમ કાર્ય કરવાની પદ્ધતિ નો પ્રભાવ આપી શક્યા..

માત્ર કચ્છ અને ગુજરાત પૂરતા યુવકસંઘ ના માળખા માં સમગ્ર ભારત ના યુવકમન્ડલ ને જોડી ને તેમના સાથીદાર પ્રોફેસર ભરતભાઈ પોકાર જેઓ પણ આણદ માં કોલેજ માં સેવા આપે તેની સાથે ૨૪ કલાક ૩૬૫ દિવસ યુવકસંઘ ને ધબકતું અને દોડતું કરવાનું ઉત્તમ કાર્ય ને નિખારવાનું કાર્ય કરનાર ડો.મોહનભાઈ છાભૈયા હાલ આનંદ માં રહે છે.. ગત વર્ષો માં તેઓ અમેરિકા ના વિદેશ ટુર પણ કરી આવ્યા છે.

વર્તમાન કચ્છ માં નખત્રાણા માં કકપા સમાજ સંચાલિત જી.એમ.ડી.સી. કોલેજ ને સરકાર માંથી સહાય અપાવી ને સ્વયંમ સંચાલિત અને કોલેજ ના વિધાર્થી માં ઉર્જા ના પ્રાણ પુરી ને પોતાની કાબેલયતતા મુજબ કોલેજ ને સુંદર સ્વરૂપ આપી શક્યા છે...

પ્રહર્સ એમનો જ દીકરો દિલ્હી માં પ્રખ્યાત કોલજ માં અભ્યાસ કરી ને IIT પાસ કરી ને વધુ અભ્યાસે અમેરિકા ની બેસ્ટ ૦૩ યુનિવર્સીટી માં તેઓ ને આમત્રિત કરેલ છે..

માદરે વતન કચ્છ માં ડો.મુક્તિ દ્વારા નવી જ પદ્ધતિ એ એજ્યુકેશન ની શરૂઆત કરેલ છે..

માદરે વતન કચ્છ માં ડો.મુક્તિ દ્વારા નવી જ પદ્ધતિ એ એજ્યુકેશન ની શરૂઆત કરે છે...

પ્રહર્સ દ્વારા ઈન્ટરનેશનલ દ્દર્ષ દ્વારા કચ્છ માં ભૂસ્તર માં પાણી માટે નું રિસર્ચ કરવામાં ટિમ લીડર છે અને કચ્છ માં ખેડૂત માટે માર્કેટ અને સિસ્ટમ માટે ના સરકાર ના અપાયેલ પ્રોજેક્ટ માં પણ કાર્યરત છે.. કહેવાય ને મોર ના ઈંડા ને ચીતરવા ન પડે તેમ દરેક પરિવાર નું વ્યક્તિયવ માત્ર શિક્ષિત નહિ પણ પૂર્ણ રીતે કેળવણી પામેલ છે..

ડો. મોહનભાઈ છાભૈયા કચ્છ માં મૂળ સાયરા ગામ ના અને તેમનો ઉછેર ચરોતર વિસ્તાર માં થયો ને કારકિર્દી ની અમી છાપ તેઓ એ વિદ્યાનગર અને આણદ માં આપી ને પોતાનુ ઉતમ કર્તવ્ય અદા કરી ને ઉત્તમ જીવન સરિતા માં આદર્શ વ્યક્તિત્વ નો આજના જન્મ દિવસે તેમના સ્વસ્થ અને સુઘડ આયુસ્ય માટે આપણે સહુ અભિનદીત કરીએ...

તેમના કર્મો ની સુવાસ આજે પણ સર્વત્ર યુવાસંઘ ની દરેક સિદ્ધિ માં છુપાયેલ છે...

આજે એટલુંજ એમના વિશે લખીએ તો મોટો ગ્રંથ લખવો પડે એમ છે અને તેઓ સ્વયમ લોકડાઉન માં વાંચન અને લેખન કરી ને આપણી વાંચન કળા ને જરૂએ અપ્રતિમ બુક આપી ને પોતાના અનુભવે અને જ્ઞાન કુશળતા ની અનુભૂતિ જરૂર કરાવસે..

ડો.મોહન ભાઈ નો વિધાર્થી કાળ માં સ્પર્શ ના સ્પન્દન પારસમણીનું કાર્ય કરેલ છે જેના અનેક ઉદાહરણ છે...

**આપીએ આપણે એમને શબ્દો થી અભિનંદન....**
**મસ્ત રહો... વ્યસ્ત રહો... તંદુરસ્ત રહો... સુરક્ષિત રહો ની શુભેચ્છા.**
**અમે શિક્ષિત ને વિકસિત કરીએ છે..**
**સમાજ ના આવા અદભુત વિરલ વ્યક્તિત્વ ને સનાતન પત્રિકા ની ટિમ પણ બિરદાવે છે...**



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



HAPPY BIRTHDAY

**Dr. મોહનભાઈ છાભૈયા,**
(કેન્દ્રીયયુવાસંઘભૂતપૂર્વ મહામંત્રી)

**જન્મ દિવસ સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ,**
**આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...**

પ્રચાર પ્રસાર સમિતિ

# ત્રિવાર્ષિક શ્રધ્ધાંજલિ ડો. વી. એચ. પટેલ - ભુજ. 'A Doctor with a Difference` - પ્રચાર પ્રસાર સમિતિ



કોરોનાના આ કપરા કાળમાં જેમનું સહજ સ્મરણ થાય તેવા કર્મઠ તબીબ અને પોતાના અનોખા વ્યકિતત્વની જનમાનસ પર અમીટ છાપ છોડનારા, **મૂઠી ઉંચેરા ડો.વી.એચ પટેલની ભૌતિક વિદાયને આજે ત્રણ વર્ષ પૂરા થાય છે.** તેમના વિષે ભુજ અને કચ્છના લોકો ઘણું જાણે છે. આ માધ્યમથી પણ તેમના અથાક અને અગાધ કાર્યની નોંધ વખતોવખત લેવાતી રહી છે એટલે પુનરાવર્તનને નિવારી, હાલના માહોલમાં તેમના વ્યકિતત્વના એક બેજોડ પાસાને યાદ કરી લઈએ.

કોરોનાની મહામારી જેમ જેમ વકરતી અને વિફરતી જાય છે તેમ તેમ એક વાત સ્પષ્ટ થતી જાય છે કે, અત્યારના સમયમાં બે પ્રકારના લોકો પોતાના અને બીજાના માટે પણ ભયજનક બની રહ્યા છે. એક, જે પરિસ્થિતિની ગંભીરતા સમજતા નથી અને બેદરકારી દાખવે છે. બીજા એ કે જે વધારે પડતા ડરી જઈને માનસિક તાણ અનુભવે છે તથા ફેલાવે પણ છે.યાદ રહે, આ લક્ષણો પણ ચેપી છે. આવી સ્થિતિમાં એવા માણસોની જરૂર પડતી હોય છે કે, જે લોકોને વાસ્તવિકતા જણાવી સાવધાન કરી શકે અને સાથે સાથે સધિયારો આપી તેમને ટકી રહેવાનું બળ પણ આપે. દેશ અને દુનિયામાં અનેક લોકો પોતપોતાના ક્ષેત્રમાં આ કામ કરે જ છે પરંતુ, આમાં જાણકારી કરતાં વિશ્વાસ વધારે મહત્વનો ભાગ ભજવે છે. માણસનો માણસ પરથી વિશ્વાસ ઉઠી જાય એ સૌથી ભયંકર મહામારી છે અને માટે, દાયકાઓ સુધી, હજારો દરદીઓનો સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કરનારા અને આયુષ્યની છેલ્લી ક્ષણ સુધી તેનું નિષ્ઠાપૂર્વક જતન કરનારા ડો.વી.એચ.પટેલને યાદ કરવા પડે છે.

લાંબા સમયની બિમારી હોય, ચોક્કસ નિદાન થતું ન હોય, દરદી અને તેના સગા સબંધીઓ આર્થિક અને માનસિક તાણ અનુભવતા હોય, ત્યારે એવા દરદીને પોતાની પાસે બેસાડી, ખભે હાથ મૂકી, ડો.પટેલ પ્રેમથી સમજાવે કે, તને કંઈ નથી, મનમાંથી ડર કાઢી નાખ અને એ દરદી હળવાશ અનુભવતો જતો રહે, ધીરે ધીરે કામ ધંધા પર પાછો ફરે તથા વર્ષો સુધી કોઈ તકલીફ વગર સામાન્ય જીવન જીવે તથા તેનાથી વિપરીત, બહારથી સ્વસ્થ દેખાતા કોઈ દરદીને ડો.પટેલ કહે કે, આમ તો અત્યારે બધું બરાબર છે પણ મારી સમજ મુજબ તમારે આગળ અભિપ્રાય લઈને અમુક ટેસ્ટ કરાવવાની જરૂર છે અને દરદી તેમને અનુસરે જેના પરિણામે કોઈ ગંભીર બિમારી તેની શરૂઆતના સમયમાં જ પકડાઈ જાય અને યોગ્ય સારવાર શક્ય બને આવા કેટલાય પ્રસંગોના હું અને તમે સાક્ષી બન્યા છીએ. આ બંને પ્રકારના ઉદાહરણમાં ડોકટરનું નિદાન અને નિપુણતા તો છે જ પરંતુ, દરદીનો ડોકટર પર અનન્ય વિશ્વાસ વધારે મહત્વનો છે.અલબત, આવો વિશ્વાસ કેળવવા એક ડોકટરે એવી તપશ્ચર્યા કરવી પડે છે, જે ડો.વી.એચ.પટેલે આજીવન કરી. નિયમિતતા, નિષ્ઠા, નિઃસ્વાર્થ સેવા અને નિતીમતાના તેઓ પર્યાય બની ગયા. સામાન્ય વાતચીતમાં ઘણી વખત કહેતા કે, હું કટાઈને સડી જવા કરતાં ઘસાઈને મરી જવાનું પસંદ કરીશ. એમણે કામ એટલું અને એ કક્ષાનું કર્યું કે, ઘસાઈને અવિસ્મરણીય બની ગયા.

આજે માત્ર મેડિકલ ક્ષેત્રમાં જ નહીં, સમાજ જીવનમાં દરેક જગ્યાએ વિશ્વાસની ઉણપ વરતાય છે અને કદાચ એટલે જ, આટ આટલા સંદેશા, જાણકારી, અપીલો અને આદેશોની ધારી અસર નથી થતી અને આપણે પાછા બેક ટુ સ્કવેર વન પર આવી જઈએ છીએ.

કદાચ ડો.વી.એચ.પટેલ જેવા કોઈ તબીબ, કોઈ નેતા, કોઈ સંત, કોઈ વડીલ આપણા વિશ્વાસને જગાડે, આપણી સંવેદનાને ઢંઢોળે અને આપણને સાવધાની રાખવાનું શીખવાડે તથા એ પણ સમજાવે કે, આ કપરો કાળ જરૂર પસાર થઈ જશે અને જીવન ફરી સામાન્ય બની જશે માટે હિંમત હર્યા વગર કોરોનાનો સામનો કરો, એ આજની તાતી જરૂરિયાત છે. માટે, ઈશ્વરને વિનંતી કે, શક્ય હોય તો તેમને કોરોના મહામારી સામે લડવા માટે આપણી વચ્ચે ડેપ્યુટેશન પર મોકલે ! એ તમામ લોકો જે પોતાના ક્ષેત્રમાં આવા વિકટ સંજોગોમાં પણ નિષ્ઠાપૂર્વક પોતાનું કામ કરી રહ્યા છે તેઓ ડો.વી.એચ.પટેલને વ્યક્તિવાચક નામમાંથી સમૂહવાચક નામ બનાવી રહ્યા છે અને પ્રસંશાને પાત્ર છે. આપણે સહુ આ સમૂહને વધુ ને વધુ મોટો બનાવવામાં સહભાગી બનીએ એ જ આ કર્મયોગીને સાચી શ્રધ્ધાંજલિ ગણાય. ત્રણ વર્ષ પહેલા, વહેલી સવારે આ વિરલ વ્યકતિત્વધારી ડોકટરના 'શ્વાસ' તો ખૂટી ગયા પરંતુ તેમણે સંપાદિત કરેલો 'વિશ્વાસ' આજે પણ અકબંધ છે અને એ વિશ્વાસના પ્રતિક તરીકે તેમના પરિવારે શરૂ કરેલી પ્રથા મુજબ આજના દિવસે, ડો.વી.એચ.પટેલ હોસ્પિટલમાં દરદીઓની નિઃશુલ્ક સારવાર કરવામાં આવશે.